સીને દીને તો અવશ્ય ભોજન કરવું ઉચીત છે, અને તેથી મોટું પુણ્ય થાય છે.

શિક્ષા ૮૩મી—હે અર્જુન! મનુષ્ય મસુર, ગાજર, લસણ અને કાંદા (ડુંગળી) આમાંની કોઇપણ વસ્તુ ખાયછે, તો તેનો સ્વર્ગમાં વાસ થવો દુર્લભ છે. કારણ કે ઉપલી ચીજોનાં બી માણસના પેટમાં એકવીસ દીવસ સુધી રહે છે, અને આ એકવીશ દીવસમાં માણસનું મૃત્યું આવેતો તે નરકમાં જાય છે. આ સાંભળી અર્જુને પ્રશ્ન કર્યો કે હે ત્રીલોકીનાથ, જકત પાલક પ્રભુ કોઇ માણસે ઉપલી વસ્તુમાંથી એક આદી વસ્તુ ખાધી હોય અને તુરત માંદો પડતાં અંતકાળ પાસે આવેતો તેના દોષથી કેવી રીતે મુક્ત થવું તે કૃપા કરીને કહો. ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે જો તે માણસ ગંગાજળનું પાન કરે તો તે દોષથી મુક્ત થાય છે અને આ કારણથી નરકે જતો અટકે છે. માટે કોઇ માણસે ઉપલી વસ્તુમાંથી કોઇપણ જાણી જોઇને ખાવી નહી.

શિક્ષા ૮૪ મી—હે અર્જુન! જે મનુષ્ય દીવસ અને રાત્રીએ પોતાના ઘરમાં ઘીનો દીવો બળતો રાખે, તો તેના ઉપર પીતૃદેવતા પ્રસંન થઇ દીનપ્રતીદીન આસીસ આપી ધનસંતાનમાં વૃદ્ધી કરે, તેમજ આગલા ભવમાં તે મનુષ્ય પરમેશ્વરની અતી કૃપાએકરી ઘણું સુખ પામી અંતકાળે મોક્ષપદને પામશે અને સુખ ભોગવશે.

શિક્ષા ૮૫ મી—હે અર્જુન! જે માણસ ભોજન કરતાં પડી રહેલી જુઠ (જમતા પડી રહેલુ ભોજન) તેનું બીજી વખત ભોજન કરે અગર તે બીજા કોઈને ભોજંન કરાવે તો આ મહાદોશથી નીશ્ચય દરીદ્રી અવસ્થાને પામે.

શિક્ષા ૮૬ મી—હે અર્જુન! જે મનુષ્ય રાત્રીએ અંધારામાં ભોજન કરે અથવા ભોજન કરતી વખતે દીવો બુજાઈ જાય તોપણ

જમવું ચાલુ રાખે તો આ દોશના કારણથી ધનસંતાનનું સુખ નહી પામતાં દુઃખી રહે. અંધારે જમવું તે પ્રેતની સાથે જમ્યા બરોબર છે.

શિક્ષા ૮૭ મી—હે અર્જુન ! જે મનુષ્ય પોતાને માથે મુકવાની બાંધેલી પાઘડી બીજાને માથે મૂકવા આપે, તો તેનો બહુ દોષ છે કારણ કે પાઘડી આપનારની બુદ્ધીમાં ઘટારો થાયછે અને પાઘડી લેનારની બુદ્ધીમાં વધારો થાય છે.

શિક્ષા ૮૮ મી—હે અર્જુન ! જે મનુષ્ય દક્ષિણ દિશા સામું મોઢું રાખીને સુવે છે તેને તેમ સુવામાં ઘણો દોષછે.

શિક્ષા ૮૯ મી—હે અર્જુન ! ચાર વર્ષની છોકરી તે પાર્વતી સમાન અને ૭ વર્ષની તે કન્યા કહેવાય છે તેવે વખતે તેનો વીવાહ કરે તો મોટા યજ્ઞ સમાન ફળ પ્રાપ્ત થાય છે. જેઓ બાર વર્ષની કન્યા વયે પોહોચ્યા છતાં લગ્ન કરતા નથી તો તેને મોટો દોષ લાગે છે. માટે કન્યાને બાર વરસની અંદર પરણાવવી.

શિક્ષા ૯૦ મી—હે અર્જુન ! જે માણસ માથે પાઘડી અને કમરમાં ધોતીયું પેહેરીને કચ્છો નહી વાળે તો આ ભવમાં જેટલું પુણ્યદાન કર્યું હોય તેનું ફળ મળતું નથી અને તેના પાપે કરી અંતઃકાળ વખતે નર્કમાં જાય છે. તેમજ તેના પીતૃદેવતાઓ જેઓ સ્વર્ગમાં હોય તે ત્યાં નહિ રહેતાં નર્કમાં વાસ કરેછે, કારણ કે તેના પગ પૃથ્વીપર મૂકવા તે ગાયના શરીર ઉપર મૂકવા બરોબર છે.

શિક્ષા ૯૧ મી—હે અર્જુન ! જે મનુષ્ય રાત્રીનું વાસી રહેલું જળ બીજે દીવસે શ્રાદ્ધ કે તર્પણના ઉપયોગમાં લીએ તો તે લોહીમાં તર્પણ કર્યા બરોબર છે, વાસીજળે તર્પણ કર્યાથી માણસ ઘોર નર્કમાં જઈ લોહીના કુંડમાં વાસ કરે છે. માટે વાસીજળથી તર્પણ કોઇએ કરવું નહિ.

શિક્ષા ૯૨ મી—હે અર્જુન ! મનુષ્યોએ પોતાના હાથ, કાન, તથા ગળામાં સોનું પહેરવું એ મહાપવિત્રછે. કારણ કે જે જળ સોનાને અડીને આપણા શરીર ઉપર પડે છે તે જળને ગંગાનદીના જળ સમાન જાણવું.

શિક્ષા ૯૩ મી—હે અર્જુન ! જે મનુષ્ય ગંગા આદિતીર્થોમાં નાહ્યા પહેલાં પોતાનું ધોતીયું ધુવે તો તેને દોષ લાગે છે.

શિક્ષા ૯૪ મી—હે અર્જુન ! જે મનુષ્ય તીર્થ કરવા જાય તેણે પહેલાં સ્નાન કરીને તર્પણ કરવું, તર્પણ કરતી વખતે જો કાળ ક્ષેમનો વીચાર મનમાં આણે તો તર્પણ કર્યાનું ફળ પ્રાપ્ત થાયછે અને પીતૃદેવતાને તર્પણ પોહોચે છે.

શિક્ષા ૯૫ મી—હે અર્જુન ! તીર્થ કાંઠે જઇ જે માણુસ બીમારીથી મૃત્યુ પામે તો તેને અરધ બાળી (દહન કરી) ક્ષેત્રમાં તીર્થવાળી નદીમાં) ફેંકી દીયે તો આ દોશથી અંતકાળ વખતે નર્કનો અધીકારી થાય અને જો તેવા શબને બરાબર દહન કરી (રાખ કરી) ને તેની રાખ ઉપર સાત દીવસ સુધી બરાબર બંદોબસ્ત સાથે ગાય શીવાય કૂતરા, બીલાડા, ગધેડા, આદી ચાર પગવાળા પશુ તેમજ સ્ત્રીનો પડછાયો પડવા નહી દીયે અને આઠમે દીવસે સ્નાન કરી તે રાખને ક્ષેત્ર (નદીમાં) પધરાવી અને ક્ષેત્રની માટીથી શબને બાળેલી જગો લીપી સાફ કરે તો જગતના સર્વ તીર્થો કર્યાનું ફળ તથા મોટા મોટા યજ્ઞ કર્યાનું ફળ પ્રાપ્ત થાય અને મરનાર વૈકુંઠવાસ પામે અને બાળનાર તથા તેની ક્રીયા કરનારને હમેશાં આશિશ આપે.

શિક્ષા ૯૬ મી—હે અર્જુન ! સુર્યનો પ્રકાશ (તડકો) હોય અને તેવામાં વરસાદ વરસતો હોય તેમાં જે કોઇ માણુસ નાહાય તો તેને ગંગાસ્નાન કર્યા બરોબરનું ફળ મળેછે.

શિક્ષા ૯૭ મી—હે અર્જુન ! જે મનુષ્ય સૂર્ય અસ્ત વખતે અન્ન જળ લીયે, અથવા દીશાએ જાય તો તેને માહાદોશ લાગેછે, કારણ કે તે વખતે સૂર્ય અને દૈત્યોને યુદ્ધ થાય છે, વાસ્તે સૂર્યાસ્ત વખતે માણસોએ ઇશ્વરના ધ્યાન શિવાય બીજું કામ કરવું નહિ, અને જે આ વખતે સૂર્યને જળ અર્પણ કરે તે સૂર્યનારાયણના આશીરવચનથી હમેશાં સુખ પામે અને જે માણુસ આ વખતે ખરાબ કામ કરે તે ઘણા વર્ષ સુધી દુઃખી થઇ દરીદ્રી રહે. વળી આ પણ જાણવું જોઇએ કે સૂર્ય આથમ્યા પેહેલા ચાર ઘડી, અને અસ્ત થયા પછી રાત્રીની ચાર ઘડી સવારમાં સૂર્ય ઉદય થયા પેહેલાં ચાર ઘડી અને ઉદય પછીની ચાર ઘડી દીન ચડ્યા પછી જે માણુસ બીછાનામાં સુઇ રહે તો તેને સૂર્યના શ્રાપે કરી મહાદોશ લાગેછે, અને જે માણસ આ બે વખતે પરમદયાળુ પરમેશ્વરના ધ્યાનમાં સ્થીર મન લગાડી વેદ પુરાણ આદીનો પાઠ કરે તો સર્વ કરેલા પાપોથી મુક્તિ પામી અંતે વૈકુંઠમાં વાસ પામે અને આ ભવમાં લક્ષ્મી તથા સંતાનનું ઘણું સુખ ભોગવે.

શિક્ષા ૯૮ મી—હે અર્જુન ! જે માણુસ પાત્રવિના એક હાથમાં રોટલી રાખી બીજે હાથે ખાય તો તે થોડા વખતમાં દરીદ્રી થાયછે.

શિક્ષા ૯૯ મી—હે અર્જુન ! જે માણુસ બીજાની ધન, સંતાન, આબરૂમાં જોર જુલમથી વિઘ્ન કરે તે આ લોકમાં નિર્ધન અને અંતકાળ પછી નર્કનો અધીકારી થાય અને આવતા જન્મમાં સંતાન વીનાનો રહે.

શિક્ષા ૧૦૦ મી—હે અર્જુન ! જે પુરૂષને પુત્ર નથી તે સંસારમાં પરમાત્માથી પણ સનમાન પામતો નથી અને અંતકાળે નર્કનો અધીકારી બીજા જન્મમાં પુત્ર વિનાનો રહેછે.

શિક્ષા ૧૦૧ મી—હે અર્જુન ! જે સ્ત્રી બાળકને જન્મ આપેછે

તે દીવસથી ૪૫ દીવસ સુધી તે સ્ત્રીના હાથનું જળ, તથા અન્ન ખ-
વાય તો આ દોષથી પીતૃઓ સ્વર્ગમાં હોય તે નર્કમાં જઇ વાસ કરે
આ સાંભળી અર્જુને પ્રશ્ન કર્યો કે, હે દીનદયાળ ! જે મનુષ્યના કુટું-
બમાં તે સ્ત્રી શીવાય બીજું કોઇ પણ માણુસ ન હોય અને નિર્ધન
હોય તો તેણે શું કરવું, ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે વધુમાં વધુ ૨૩
દીન અને ઓછામાં ઓછા ૧૩ મે દીવસે જો તે સ્ત્રી ગંગાજળથી સ્ના-
ન કરી પોતાના ગજા પ્રમાણે પુણ્ય દાન કરે તો તેના હાથનું ભોજન
ખાવાને દોષ નથી આ શિક્ષા સાંભળી અર્જુને શ્રીકૃષ્ણ ભગવાનને
હાથ જોડી વિનંતી કરી કે હે ત્રીલોકીનાથ! અધમઓધારણ આ
આજ્ઞા સાંભળી જેમ દીવો અંધારામાં ઉજાશ આપે છે, તેમ મારા
મનમાં જ્ઞાનરૂપી દીવાથી અજવાળું થયું છે. વાસ્તે કૃપા કરી બીજી પણ
આજ્ઞા કરો ત્યારે શ્રીકૃષ્ણજીએ કહ્યું કે તું મારો પરમભક્ત છો તેથી
હું તને જે દેવતાઓ પણ જાણતા નથી તેવી આજ્ઞા કરૂંછું.

શિક્ષા ૧૦૨ મી—હે અર્જુન! જે માણુસ પોતાના મનને પ્રસ-
ન્ન રાખીને પુણ્ય દાન કરે છે તેને ઘણું ફળ મળે છે અને જે ક્રોધ
લાવીને અથવા મન ઉદાશ રાખીને પૂણ્ય દાન કરે અને લેનારના મ-
નને બહુ બળાપો કરાવે તેનું પુણ્ય નિષ્ફળ થવાથી મહાપાતકી થાયછે.

શિક્ષા ૧૦૩ જી—હે અર્જુન! જે માણુસ પોતાના દીકરાને બી-
જાને ખોળે સોંપે તો તે દીકરાના હાથનું જળ ખોળે સોંપનાર બાપને
પોહોચતું નથી કદાચીત આપેલા છોકરાને પાછો લે તો તે છોકરો જુ-
વાન થઇને મરી જાયછે અને તે ન મરે તો બીજો પુત્ર મરી જાયછે.
અને આગલા જન્મમાં ધન સંતાનનું સુખ નહીં પામતાં નર્કમાં જઇ
વાસ કરેછે. આ સાંભળી અર્જુને પ્રશ્ન કર્યો કે, હે સચ્ચીદાનંદ પ્રભો!
કોઇ માણુસ આપેલા પુત્રને અજ્ઞાનથી પાછો લે તો તે આ પાપથી

કેવી રીતે છુટે. ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું હે અર્જુન તે માણસ પોતાની સ્ત્રી, તથા તે પુત્ર સાથે ગંગા આદી તીર્થોમાં સ્નાન કરી, પીળી, લાલ, ધોળી, કાળી, અને મધુરી એ પાંચે રંગવાળી પાંચ ગાય દુધ આપતી હોય તેવી. તેની ખરીઓ, તથા સીંગડાને સોનું મઢાવી પાંચ બ્રાહ્મણોને પાંચ ગાયોનું દાન કરે અને પરીબ્રહ્મ પરમેશ્વરની પાસે આ કરેલા પાપની માફી માગે તો આવા પાપથી છુટી પાછો લીધેલા દીકરાના હાથનું તર્પણ પોહોચે છે.

શિક્ષા ૧૦૪ થી—હે અર્જુન! જે માણુસ સંગ્રામમાં યુદ્ધ કરતી વખતે પોતાની પાસે રહેલા ધન અને બળના અહંકારના શબ્દો બોલી અને પોતાના વેરીને બુરાં વચનો, ગાળો દઈ સંતાપે તો આ પાપે કરી સંગ્રામમાં હાર પામી નિષ્ફળ થઇ નાશી જઈ નુકશાન ભોગવવું પડે.

શિક્ષા ૧૦૫ મી—હે અર્જુન! યુદ્ધ કરતાં શત્રુ શરણે આવે અથવા બળહિણુ થઇ હઠી જાય તો તેને મારવો ઉચીત નથી તે છતાં જો તેને મારે અથવા ઘાયલ કરે, તો તે પાપથી તેનો પુત્ર યુવા અવસ્થામાં થઇ મરી જાય તથા આગલા જન્મમાં તેની સ્ત્રી વાંઝણી રહે.

શિક્ષા ૧૦૬ ઠી—હે અર્જુન! જે માણુસ કાગળ અથવા લાકડાપર મનુષ્ય આદી જનાવરોનાં ચિત્ર બનાવે તો આ દોષને માટે આ જન્મમાં અથવા આગલા જન્મમાં ધન તથા સંતાનનું સુખ નહી પામતાં આંખથી આંધળો થાય કારણકે તે ચિત્ર નિર્જીવ છે પરંતુ ભગવાન આદી દેવતાના ચિત્રોની પ્રતિષ્ટા કરવાથી સંતાનનું સુખ મળેછે.

શિક્ષા ૧૦૭ મી—હે અર્જુન ! જે મનુષ્યના મોઢામાંથી બોલતાં બોલતાં થુંક બાહાર આવી બીજા માણુસના શરીર ઉપર પડે તો તેના દોષને લીધે આવતા જન્મમાં ડુક્કરને પેટ અવતાર લઇને અંતકાળે નર્કમાં જઇ વાસ કરેછે.

શિક્ષા ૧૦૮ મી—હે અર્જુન ! જે માણસ પોતાના ધણીનો હુકમ નહિ માનતાં ઉન્મત્ત થઈ જ્યાં ત્યાં વગર કામે ઉભો રહે અને સ્વામી શું કહેછે તે બરાબર ધ્યાનમાં નહિ લીયે તો તેને હમેશા દુઃખની પ્રાપ્તી થાય અને નર્કમાં જઇ વાસ કરે. કારણ કે શ્વામીનો હુકમ ન માનવો એ સર્વથી મોટું પાપ છે આ સાંભળી અર્જુને પુછયું કે હે જીવનાથ જગત બધું ! કોઈ વખત સ્વામી શેવકથી થઇ ન શકે એવું કામ ફરમાવે તો તેમાંથી કેવી રીતે છૂટો થાય, ત્યારે શ્રી કૃષ્ણે કહ્યું કે જે સેવકને કહેલી કઠણ ચાકરી બની ન શકે તેવી હોય તો શેવકે જે દીવસથી સ્વામીની આજ્ઞા લોપી હોય તેટલા દિવસનો પગાર નહીં લેવો આ સાંભળી અર્જુને પ્રશ્ન કર્યો કે હે જગદીશ્વર ! જો કોઈ દીવસ શેવક સ્વામીની ચાકરી કરવામાં ભૂલ કરે અને નીર્ધન અવસ્થાને લીધે પગાર પાછો આપવાની શક્તી ન હોય તો કેવી રીતે આ પાપથી છૂટે ત્યારે શ્રીકૃષ્ણજીએ કહ્યું કે જે પગાર તેને મળતો હોય તેનો ચોથો હીસ્સો પૂણ્યદાનમાં વાપરે અને પરમ દયાળુ પરમેશ્વરની પાસે માફી માગે તો આવા પાપથી છુટી અંતે સૂખી થઈ સંતાનની વૃદ્ધિ પામે.

શિક્ષા ૧૦૯ મી—હે અરજુન ! જે માણસ ધર્મશાળા હવેલી વગેરે જગ્યાઓ બંધાતી હોય અને તે પુરૂં થયું ન હોય તેની અંદર બેસીને ભોજન કરે તો તેનો દોષ છે. પરંતુ જ્યારે મુકામ બરાબર તૈયાર થાય ત્યારે પોતાની સ્ત્રી સહિત પ્રતીષ્ટા કરી પરિકૃમા કરે, અને બ્રાહ્મણને મીઠાં ભોજન જમાડી; ગૌ આદી દાન કરી, પોતાના કુટુંબ સાથે ત્યાં ભોજન કરે, તો અશ્વમેધ યજ્ઞ કર્યાના ફળની બરોબરી કરનારૂં ફળ પ્રાપ્ત થાય, અને આવા સકર્મો કર્યાથી ધન, સંપતી વગેરેથી અત્યંત સૂખ ભોગવે.

શિક્ષા ૧૧૦ મી—હે અરજુન ! જે મનુષ્ય તીર્થસ્નાન તથા દર્શન યાત્રા કરવા જતાં રસ્તામાં કોઇની મિજબાની (ખુશીનું જમણ) જમવા રોકાય તો એ દોષથી આ જાત્રાનું ફળ નિષ્ફળ થઇ જેણે આપણને મીજબાની આપી હોય તેને પ્રાપ્ત થાયછે. ત્યારે અર્જુને પ્રશ્ન કર્યો કે હે ભગવંત ભકતવત્સળ! રસ્તામાં ભાઈ અથવા અંગના સગા તથા મીત્રની મીજબાની હોય ત્યાં રોકાયાવીના ન ચાલે તેવું હોય ત્યારે શું કરવું ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે જતી વેળા ન રોકાતાં આવતી વખતે મીજબાની લેવા રોકાય તો તેનો દોષ નથી. વળી તીર્થ તથા દેવસ્થાનની જગોમાં ભાઇ અથવા મીત્ર મીજબાની આપ્યાવીના ન જવાદે તો સ્નાનયાત્રાથી પરવારી ચાલતી વેળા તીર્થસ્નાનની સાતવાર પ્રદક્ષિણા કરી ચાલતી વખત મીજબાની લે અને પોતે તે મીજબાનીમાં જમે તેથી વીસ ગણું બ્રાહ્મણને જમાડે તો તેનો દોષ નહિ લાગતાં સ્નાનયાત્રા તથા તીર્થયાત્રા સફળ થાય.

શિક્ષા ૧૧૧ મી—હે અર્જુન! જે માણસ પક્ષિના નાના બચ્ચાં તથા ઇંડાને અડે તથા બાહાર નાંખી દીયે તો આ પાપના દોષથી સદા દરીદ્રી રહી પોતાના જુવાન પુત્રને ગુમાવે એટલુંજ નહી પણ અંતસમયે નર્કનો અધિકારી થઇ આગલા જનમમાં સંતાનનું સુખ નહિ પામતાં દુઃખી રહે કારણ કે પક્ષી પોતાના બચ્ચાંને અડકતાં જુવે તો તે જોઇને ઉડી જાયછે અને પછી પોતાના બચ્ચાનું તે પક્ષી પાલન કરતું નથી તેથી તે ભૂખ અને તરશથી મરી જાયછે અથવા તરફડીયા મારી નીચે પડે તો બીલાડાં, કૂતરાં, વગેરે જનાવરો તેને મારી ખાઇ જાયછે માટે આ દોષ તે માણસને માથે પડેછે.

શિક્ષા ૧૧૨ મી—હે અર્જુન ! માણસોએ ગાયને દોતી વખતે તેનો વાળ દુધમાં ન પડે એવી કાળજી રાખવી કેમકે ગાયના વાળ તુટવાથી

આપણને દોષ લાગેછે. જે કોઇ માણસ દુધને ગળ્યાવીના ઊનું કરી પીએ તો તે માણસ દરીદ્રી થાયછે આ પાપને સર્વથી મોટું ગણેલું છે માટે માણસોએ દુધને ગાળી ઉનું કરી પીવું.

શિક્ષા ૧૧૩ મી—હે અર્જુન ! જે પુરૂષ અથવા સ્ત્રી છોકરાંને રડતાં મૂકી કુકર્મ કરવાને જાય અથવા છોકરાંને મારે તો બાળકના નિસાસાથી તે માણસ નર્કમાં જાય છે. અને આ સંસારમાં દુ:ખી થઈ પુત્રવીનાનો રહે અને તેને પુત્ર થાય તો તે જુવાન થઇ મૃત્યુ પામે અથવા તો તેના પાપથી તેના પીતૃદેવ સ્વર્ગમાં વસતાં હોય તે નર્કમાં જઇ વાસ કરે.

શિક્ષા ૧૧૪ મી—હે અર્જુન ! જે મનુષ્ય સવારમાં પોતાનું મોઢું ધોયાવિના દુધ આદી કોઇપણ ચીજ ખાય તો તે આ જન્મમાં સુખ ન પામતાં દુ:ખ ભોગવે.

શિક્ષા ૧૧૫ મી—હે અર્જુન ! જે માણસ વૃક્ષ ઉપરથી કાચાં ફળ તોડે છે, તે મહા દોષવાળો કહેવાય છે, જો આપણને ફળની અગત્ય હોય તો વૃક્ષઉપર ફળ બરાબર પાક ઉપર આવેથી તોડી ઉપયોગમાં લેવું.

શિક્ષા ૧૧૬ મી—હે અર્જુન ! જે માણસ પોતાના ચાકરનો પગાર અને પારકું ધન ડુબાડે તો તે આ લોકમાં જન્મભર દુખી થઇ પુત્રવિનાનો રહે અને પરલોકમાં સનમાન પામ્યાવિના નર્કમાં જઇ નિવાસ કરે અને જે તેના પીતૃદેવતાઓ સ્વર્ગમાં વાસ કરતા હોય તે નર્કમાં જઇ વાસ કરે.

શિક્ષા ૧૧૭ મી—હે અર્જુન ! જે મનુષ્ય દાનમાં આપવાની ચીજને પાત્રમાં મુકી તેજ પાત્ર હાથમાં લઇ સંકલ્પ કરતી વખતે જો બ્રાહ્મણ સ્વસ્તી એવો ઉચ્ચાર મુખમાંથી બોલી દે તો તે પાત્ર તથા

હાથ પણ સંકલ્પમાં આવી ગયા માટે તે પણ આપી દેવું જોઇએ પરંતુ શરીરમાંથી હાથ છૂટો કરીને અપાય નહી માટે હાથને બદલે સોનું, રૂપું તથા તાંબુ જે પોતાની શકતી પ્રમાણે તે ત્રણે ધાતુમાંથી ગમે તે ધાતુનો હાથ બનાવી બ્રાહ્મણને આપે નહિ ત્યાં સુધી તે હાથથી બ્રહ્મ ભોજન વગેરે સુકર્મ કામો કરવામાં આવે તેનું ફળ મળે નહિ. ત્યારે અર્જુને પ્રશ્ન કર્યો કે હે જદુનાથ ! તે માણસને ત્રણે ધાતુમાંથી એકે ધાતુનો હાથ બનાવી બ્રાહ્મણને આપવાની શકતી ન હોય તો તે કેવે પ્રકારે દોષથી મુક્ત થાય. ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે બ્રાહ્મણને મન માનતી ચાદર (કપડું)શ્રદ્ધાથી આપે તો તે દોષનો નીવારણ થાય પણ તે ચાદર અસલ વિદ્વાન બ્રાહ્મણને આપે તોજ આ દોશથી છૂટો થાય નહિ તો તે દોશ માથે ચોંટયો રહે.

શિક્ષા ૧૧૮ મી—હે અર્જુન ! જે મનુષ્યની પરણેલી સ્ત્રી બાળગોપાળ મુકીને મરણ પામે તે મનુષ્યે બીજીવાર લગ્ન કરવું વાજબી નથી. કેમકે તે સ્ત્રી બાળગોપાળ ઉપર સ્નેહ રાખી શકતી નથી. તેથી તે દોષથી સ્ત્રી પુરૂષને નીચ યોનીમાં જન્મ લેવો પડેછે.

શિક્ષા ૧૧૯ મી—હે અર્જુન ! જે પુરૂષ અથવા સ્ત્રી જારકર્મ (વ્યભીચાર) કરે અથવા જુગટું રમે, તે આ સંસારમાં પૈસાથી સૂખ ભોગવે નહી તેમજ તેને કોઇ સાથે હેત પ્રીત ટકે નહી. અને અંતકાળ વખતે નર્કમાં જઇ અનેક તરેહનાં કષ્ટ ભોગવે માટે આવી તું ભૂલ કોઈ દીવસ કરતો નહી.

શિક્ષા ૧૨૦ મી—હે અર્જુન ! જે મનુષ્ય ભાટ ભાંડ અને લબાડ આ ત્રણ જાતમાંથી કોઇ પણ માણસને ઘોડો અથવા બીજું કાંઈ આપે તો ભાંડ આપનારની પુઠે અવગુણ ભરેલી નકલો અથવા તેની બુરાઈ ગાય અને મોંઢે ગુણ ગાય, ઉપલી જાતો લાજ કાજ, ગૃહબુધ્ધી

વિચાર એટલા વાનાથી રહિત કહેવાય છે તેથી કોઈ દાતાર પુરૂશ પૈસો આપે તો પછી આગલા જન્મમાં આપનાર માણસ ભાટ વગેરેને ઘેર જન્મ લે અને તે અંતકાળે ઘોર નર્કમાં જઇ વાસ કરે. આ સાંભળીને અર્જુને બે હાથ જોડી પોતાને માથે વીતેલી વાતનો અફસોસ કરી વીનંતી કરી ત્યારે ઘનસ્યામ શ્રીકૃષ્ણજીએ કહ્યું કે તારે ગયેલી વાતનો શોક ન કરવો અને હવે પછી આ મારી શિક્ષાઓ ધ્યાનમાં લઇને વર્તજે અને જે કોઇ માણસ આ શિક્ષા પ્રમાણે વર્તશે તેનું સદા ભલું થશે.

શિક્ષા ૧૨૧મી—હે અર્જુન! જે માણસ દિશાએ અગર પીશાબ કરી આવીને પુણ્ય અર્થે દાન કરે તેનું ફળ તેને પ્રાપ્ત નહી થાતાં તેનો નીવાસ નર્કમાં થાય.

શિક્ષા ૧૨૨ મી—હે અર્જુન ! જે મનુષ્ય ચોથે દીવસે વીશે આંગળાના નખ નહિ ઉતરાવતાં આળસથી રાખે અને સાતમે દીવસે હજામત ન કરાવે તે માણસ જેટલુ પૂણ્યદાન કરે તેનું ફળ મળે નહિ.

શિક્ષા ૧૨૩ મી—હે અર્જુન ! જે માણસનો ચૌદશ ને મંગળવારે અથવા અમાસ ને રવિવારે જન્મ થયો હોય તે તીથી અથવા તે વારે જો તે પોતાના નખ ઉતરાવે તો તે મહાપાતકી થાય અને તે દેવતાઓના શ્રાપથી સદા દરીદ્રી રહે ઉપરની તીથી વારના દેવતાઓ જુદા જાદા છે માટે તેઓની તે દીવસે પૂજા કરે તો આ સંસારમાં પરમ સુખની પ્રાપ્તી મળે અને અંતકાળ સમયે વૈકુંઠમાં જઈ વાસ કરે.

શિક્ષા ૧૨૪ મી—હે અર્જુન ! જે મનુષ્ય આજની કરેલી રોટલી બીજે દીવસે જમવાના ઉપયોગમાં લીયે તો તે માણસ સદા રોગવાળો રહે અને પોતાના પુત્ર પરીવારથી દુઃખ પામી અંતે નર્કમાં વાસ કરે કેમકે ટાઢું ખાવાથી અન્નદેવ શ્રાપ આપે છે, તેથી આ સંસા-

રમાં સુખ નહી ભોગવતાં અનેક જાતની શરીરે વ્યાધીઓ થઇ આવી બુદ્ધીમાં ઘટારો તથા આળસ નીદ્રાનો વધારો થાય છે માટે કોઇ માણસોએ ટાઢુ અન્ન ન ખાતાં તાજુ હમેશાં ઉપયોગમાં લેવાથી ફાયદો છે પણ માંદાઇ અથવા પકવાન ખાય તો તેને દોષ લાગતો નથી.

શિક્ષા ૧૨૫ મી—હે અર્જુન ! જે મનુષ્ય પોતાના સ્વામીની સેવામાં હસમુખો તથા નીરલોભી રહે બીજું ચાકરના મનને દુ:ખી ન કરે ત્રીજું કોઇના ઉપર ક્રોધ ન કરે તે આ લોકમાં તથા પરલોકમાં સુખ પામી અંતે વૈકુંઠધામમાં જઈ વાસ કરે.

શિક્ષા ૧૨૬ મી—હે અર્જુન ! શરણે આવેલા શત્રુને શસ્ત્ર વડે નહી હણતાં ઉપકાર વડેજ હણવામાં જે પુરૂષ મોટાઇ માને તે ધન્ય ગણાય છે. કદાચીત અજ્ઞાન પુરૂષ શસ્ત્ર વડે હણે છે તો હણનારો પુરૂષ સદગતી પામે છે પણ હણનારની ગતી થાતી નથી.

શિક્ષા ૧૨૭ મી—હે અર્જુન ! જે મનુષ્ય એક જગ્યા મુકીને બીજી જગ્યામાં રેહવા જાય છે, અને તે ખાલી કરેલી જગ્યાને ખરાબ હાલતમાં એટલે સાફસુફ કર્યા વગર રાખી જાય તો તે જગ્યાના શ્રાપથી ધન સંતાનનો નાશ થાયછે તેમાં કાંઇપણ સંદેહ સમજવો નહી માટે મનુષ્યે અવષ્ય જાણવું જોઇએ કે નવાને દેખીને જુનાને ભુલવું નહીં.

શિક્ષા ૧૨૮ મી—હે અર્જુન ! જે મનુષ્ય બીજાની આશા ઉપર આધાર રાખી બેશી રહે તેને મોટો દરીદ્ર જાણવો. કેમકે આપ સમાન બળ નહી, અને મેઘ સમાન જળ નહી, માટે મનુષ્યને ઉચીત છે કે અહોનીશ પરમાત્માના ધ્યાનમાં મગ્ન રહી પોતાના પુરૂષાતનથી જે કાંઈ બને તે કરવું કેમકે એવો એકપણ પદાર્થ નથી કે તે મનુષ્યથી બની શકે નહી. પરંતુ ક્રીયાહીણ; અજ્ઞાન આળસુઓથી બને નહી તેને મનુષ્ય અવતારે પશુ સમાન સમજવો.

શિક્ષા ૧૨૯ મી—હે અર્જુન ! મોટામાં મોટું તીર્થ માબાપની સેવા છે, પણ જો શકિત હોય તો બીજાં જે ૬૮ તીર્થો કહ્યાંછે તેમાંથી જે કોઇ બને તે કરવું પણ જો શકિત ના હોય તો ઘેર રહી માબાપની સેવા શુદ્ધ અંતઃકરણથી કરે તો તે બધાં તીર્થો કરતાં શ્રેષ્ટ છે.

શિક્ષા ૧૩૦ મી—હે અર્જુન ! જે મનુષ્ય પોતાને ઘેર આવેલા બ્રાહ્મણને બેસવાને આસન આપે નહીં તો તે ઘરધણીની સંપતાનો નાશ થઇ દરીદ્ર બને છે. કેમકે બ્રાહ્મણોની ગુદાએ દરિદ્રનો વાસો હોય છે અને તેથી આસન ન આપતાં ખાલી જમીનપર ઘરમાં બેસાડે તો તે દરીદ્ર ઘરમાં રહે છે, પણ જો આસન આપ્યું હોય તો દરીદ્ર બ્રાહ્મણની ગુદાએજ રહે છે.

---

# अथ मणिरत्नमाला प्रारंभ.

## प्रश्नोत्तर गुरु शिष्यनो संवाद.

**अपारसंसारसमुद्रमध्येनिमज्यतोमेशरणंकिमस्ति ॥**

**गुरुकृपालोकृपयावदेतद्विश्वेशपादांबुजदीर्घनौका ॥ १ ॥**

ગુરૂને શિષ્ય પુછેછે જે સંસારરૂપી સમુદ્ર અપાર છે તેમાં હું બુડુંછું તેથી કોને શરણ જાઉં ? ત્યારે ગુરૂએ કહ્યું કે જે કૃપાવાન ગુરૂ ને વિશ્વના ઈશ્વર તેના ચરણરૂપી નાવને શરણ જા. ૧

**बद्धोहिकोयोविषयानुरागीकोवाविमुक्तोविषयेविरक्तः ॥**

**कोवास्तिघोरोनरकःस्वदेहस्तृष्णाक्षयःस्वर्गपदंकिमस्ति ॥२॥**

શિષ્ય—બંધ કિયો ? ગુરૂ—વિષયમાં પ્રિતી તે.
શિષ્ય—મુક્ત કોણ ? ગુરૂ—વિષયનો ત્યાગી તે.
શિષ્ય—ઘોરનર્ક કીયું ? ગુરૂ—પોતાનો દેહ તે.
શિષ્ય—સ્વર્ગ કીયું ? ગુરૂ—તૃષ્ણાનો ત્યાગ તે. ૨

**संसारहृत्कस्तुनिजात्मबोधःकोमोक्षहेतुःप्रथितःसएव ॥**
**द्वारंकिमेकंनरकस्यनारिकास्वर्गदाप्राणभृतामहिंसा ॥ ३ ॥**

શિષ્ય—સંસારને કોણ જીતે ?
ગુરૂ—પોતાના આત્માનો બોધ તે.
શિષ્ય—મોક્ષનો હેતુ કોણ ?
ગુરૂ—જે બોધ અંતરમાં પ્રસરે તે.
શિષ્ય—નર્કનું એક બારણું કિયું ? ગુરૂ—નારી.
શિષ્ય—સ્વર્ગનો દાતા કોણ ?
ગુરૂ—જેને હિંસા વાહાલી નહીં તે. ૩

**शेतेसुखंकस्तुसमाधिनिष्ठोजागर्त्तिकोवासदसद्विवेकी ॥**
**केशत्रवःसंतिनिजेंद्रियाणितान्येवमित्राणिजितानिकानि ॥४॥**

શિષ્ય—સુખે સુતો તે કોણ ? ગુરૂ—જે સમાધીવાળો તે.
શિષ્ય—જાગ્યો તે કોણ ? ગુરૂ—સત્ય અસત્યનો વિવેક કરનારો.
શિષ્ય—શતરૂ કોણ ?
ગુરૂ—પોતાની ઇંદ્રીયો તેજ, અને જીતાય તો મિત્ર. ૪

**कोवादरिद्रोहिविशालतृष्णःश्रीमांश्चकोयस्यसमस्तितोषः ॥**
**जिवन्मृतःकस्तुनिरुद्यमोयःकोवामृतास्यात्सुखदानिराशा ।५।**

શિષ્ય—દરિદ્રી તે કોણ ? ગુરૂ—જેને વિશાળ તૃષ્ણા તે.
શિષ્ય—શ્રીમંત તે કોણ ? ગુરૂ—જે સર્વ વસ્તુનો સંતોષી તે.

શિષ્ય—જીવતો મુઓ તે કોણ? ગુરૂ—જેને ઉદ્યગ નહિ તે.
શિષ્ય—અમૃત સરખું શું?
ગુરૂ—સુખ દેનારી કોઇની આશા ન રાખી તે. ૫

**पाशोहिकोयोममताभिधानःसमोहयत्येवसुरेवकास्त्रि ॥**
**कोवामहांधोमदनातुरोयोमृत्युश्चकोवायशःसस्वकीयम् ॥६॥**

શિષ્ય—પાસ જે બંધ તે કિયો?
ગુરૂ—જેના અંતરમાં અભિમાન તે.
શિષ્ય—કેફના સરખી મોહની જ કરનાર કોઇ? ગુરૂ—સ્ત્રી.
શિષ્ય—મોટો આંધળો કિયો? ગુરૂ—કામાતુર તે.
શિષ્ય—મૃત્યુ કિયો? ગુરૂ—પોતાનું અપવશ થયું તે. ૬

**कोवागुरुर्योहिहितोपदेष्टाशिष्यस्तुकोयोगुरोभक्तएव ॥**
**कोर्धरोगोभवएवसाधोकिमोपधंतस्यविचारएव ॥ ७ ॥**

શિષ્ય—ગુરૂ કિયો? ગુરૂ—હિતનો ઉપદેશ કરે તે.
શિષ્ય—શિષ્ય કિયો? ગુરૂ—ગુરૂની સેવા કરે તે.
શિષ્ય—મોટો રોગ કિયો? ગુરૂ—સંસાર.
શિષ્ય—તેનું ઓસડ શું? ગુરૂ—વિચાર.

**किंभूषणाद्भूषणमस्तिशिलंतीर्थंपरंकिंस्वमनोविशुद्धं ॥**
**किमत्रहेयंकनकंचकांताश्राव्यंसदाकिंगुरुवेदवाक्यम् ॥८॥**

શિષ્ય—ઘરેણું કિયું? ગુરૂ—શિલ રૂપીયું તે.
શિષ્ય—તિર્થ મોટું કિયું? ગુરૂ—પોતાનું મન શુદ્ધ તે.
શિષ્ય—તજવું શું? ગુરૂ—કનક તથા કાંતા.
શિષ્ય—સાંભળવું શું? ગુરૂ—ગુરૂનાં તથા વેદનાં વાક્ય.

**केहेतवोब्रह्मगतेस्तुसंतिसत्संगतिर्दातिविचारतोषा ॥**
**केसंतीसंतोखिलवितरागाअपारस्तमोहाःशिवतत्वनिष्टा ॥९॥**

શિષ્ય—બ્રહ્મગતીનું હેતુ કોણ ?
ગુરૂ—સત્સંગતિ, દયા, સુવિચાર, અને સંતોષ એ ચાર.
શિષ્ય—સંત કોણ ?
ગુરૂ—સારી પેઠે વૈરાગ છે તથા મોહ પણ ગયો છે તે. શિવતત્વ-
ને જાણે તે.

**कोवाज्वरःप्राणभृतांहिचितामूर्खोस्तिकोयस्तुविवेकहिनः ॥**
**कार्यामयाकाशिवविष्णुभक्तिःकिंजीवनंदोषविवर्जितंयत् ॥**

શિસ્ય—જીવ લેનારો તાવ કિયો ? ગુરૂ—ચિંતા.
શિસ્ય—મુરખ કોણ ? ગુરૂ—અવિવેકી.
શિસ્ય—શું કામ કરવું ? ગુરૂ—શિવવિસ્નુની ભક્તિ કરવી.
શિસ્ય—નિર્વાહને માટે શુ કરવું ? ગુરૂ-પાપ રહિત કામ કરવું.

**विद्याहिकाब्रह्मगतिप्रदायाबोधोस्तिकोयस्तुविमुक्तिहेतुः ॥**
**कोलाभआत्मावगमोहियोवैजीतंजगत्केनमनोहियेन ॥११॥**

શિસ્ય—વિદ્યા કેઇ ? ગુરૂ—બ્રહ્મગતિની આપનારી.
શિસ્ય—બોધ કિયો ? ગુરૂ—મુક્તિનો હેતુ તે.
શિસ્ય—લાભ કિયો ? ગુરૂ—આત્માને જાણે તે.
શિસ્ય—જગત કોણે જીત્યું ? ગુરૂ—જેણે મન જીત્યું તેણે.

**शुरान्महाशूरतमोस्तिकोवामनोजबाणैर्व्यथितोनयस्तु ॥**
**प्राज्ञोतिधीरश्चसमस्तिकोवाप्राप्तोनमोहंललनाकटाक्षैः ॥१२॥**

શિસ્ય—શુરામાં શુરો કિયો ? ગુરૂ—જેણે કામ જીત્યો તે.
શિસ્ય—ધિરજવાળો તથા બુદ્ધિમાન કિયો ?
ગુરૂ—જે સ્રિનાં નેત્રચપળતાથી મોહ ન પામ્યો તે. ૧૨

त्रिषाद्विषंकिंविषयाःसमस्तादुःखीसदाकोविषयानुरागी ॥
धन्योस्तिकोयस्तुपरोपकारीकःपूजनीयोननुतत्वनिष्टः ॥१३॥

શિષ્ય—વિષમાં વિષ કિયું ? ગુરૂ—સમસ્ત વિષય છે તે.
શિષ્ય—દુખીઓ કોણ ? ગુરૂ—વિષયમાં હેત રાખેછે તે.
શિષ્ય—ધન્ય કોને ? ગુરૂ—પરોપકારીને.
શિષ્ય—પૂજવા યોગ્ય કોણ ? ગુરૂ—આત્માતત્વ જાણનારો તે.

सर्वास्ववस्थास्वपिकिंनकार्यंकिंवाविधेयंविदुषांप्रयत्नात् ॥
स्नेहश्चपापंपठनंचधर्मःसंसारमूळंहिकिमस्तिचिंता ॥ १४ ॥

શિષ્ય—સર્વદા કિયુ કામ ન કરવું, તથા પંડિતે શી મેહેનત કરવી?
ગુરૂ—સર્વદા પાપ તથા સ્નેહ ન કરવો, અને પંડિતે તે ભણવું તથા ધર્મ કરવો.
શિષ્ય—સંસારનું મુળ કિયું ? ગુરૂ—ચિંતા.

विज्ञान्महाविज्ञतमोस्तिकोवानार्यापिशाच्यानचवंचीतोयः ॥
काशृंखळाप्राणभृतांचनारीदिव्यंव्रतंकिंचानिरस्तदैन्यं ॥१५॥

શિષ્ય—મોટુ વિજ્ઞાન કયું ? ગુરૂ—પિશાચીણી સ્ત્રીએ ન ઠગ્યો તે.
શિષ્ય—હેડ તથા બેડી કેઇ ? ગુરૂ—નારી.
શિષ્ય—ચોખું વ્રત કિયું ? ગુરૂ—કપટ વિનાની ગરીબાઇ.

ज्ञातुंनशक्यंहिकिमस्तिसर्वैर्योषिन्मनोयच्चरितंतदीयं ॥
कादुस्त्यजासर्वजनैर्दुराशाविद्याविहिनःपशुरस्तिकोवा ॥१६॥

શિષ્ય—જ્ઞાનીને સર્વથી ન જણાય તે શું ? ગુરૂ—સ્ત્રીના મનની વાત.
શિષ્ય—સર્વથી ન તજાય તે શું ? ગુરૂ—ખોટી ઇચ્છા.
શિષ્ય—મુર્ખ કોણ ? ગુરૂ—વિદ્યા વિનાનો તે.

वासोनसंगःसहकैर्विषयोमुर्खैश्चपापैश्चखळैश्चनीचैः ॥
मुमुक्षुणांकिंचरितंविधेयंसत्संगतिनिर्ममतेशभक्तिः ॥१७॥

શિષ્ય—જ્ઞાની થવું હોય તો કિયે ઠામ ન રેહેવું તથા કોનો સંગ ન કરવો?
ગુરૂ—જ્યાં સતસંગ ન હોય ત્યાં, અને મુર્ખનો, પાપીનો, ખળનો તથા નિચનો સંગ ન કરવો.
શિષ્ય—જ્ઞાની થવું હોય તેણે કેઇ ચાલે ચાલવું ?
ગુરૂ—સત્સંગતિથી પરમેશ્વરની નિર્મમતા ભકિત કરવી.

लघुत्वमूलंचकिमर्थितैवगुरुत्ववीजंपदयाचनंकिम् ॥
जातोस्तिकोयस्यपुनर्नजन्मकोवामृतोयस्यपुनर्नमृत्युः ॥१८॥

શિષ્ય—નાનો થવાનું મુળ શુ? ગુરૂ—જાચના કરવી તે.
શિષ્ય—મોટો શાથી થાય? ગુરૂ—ઇશ્વરપદ જાચે તેથી.
શિષ્ય—જન્મ્યો કોણ? ગુરૂ—જેને ફરી જન્મ નથી તે.
શિષ્ય—મુવો કોણ? ગુરૂ—જેને ફરીને મરવું નહી તે.

मूकोस्तिकोवाबधिरश्चकोवायुक्तंनवक्तुंसमयेसमर्थः ॥
तथ्यंसुपथ्यंनश्रृण्योतिवाक्यंविश्वासपात्रंनाकिमस्तिनारी॥१९॥

શિષ્ય—મુગો કોણ અને બેહેરો કોણ ?
ગુરૂ—જેવું જોઇએ તેવું ન બોલાય તે, અને ઔષધ જેવાં ગુરૂનાં વચન ન સાંભળે તે.
શિષ્ય—વિશ્વાસ કોનો ન કરવો? ગુરૂ—સ્ત્રીનો.

तत्त्वंकिमेकंशिवमद्वितीयंकिमुत्तमंसच्चरितंयदास्ति ॥
किंकर्मकृत्वानचशोचनीयःकामारिकंसारिसमर्चनाख्यं ॥२०॥

શિષ્ય—એક તત્વ કિયું? ગુરૂ—અદ્વૈત શિવ તે.

શિષ્ય—ઉત્તમ તે શું ? ગુરૂ—રૂડાં આચરણ.
શિષ્ય—કિયું કામ કરવું કે જેથી શોક ન થાય ?
ગુરૂ—કાંમના વેરી શિવ, અને કંસના વેરી કૃષ્ણ એઓને સમભાવે પુજવા.

**शत्रोर्महाशत्रुनरोस्तिकोवाकामःसकोपानृतलोभतृष्णः ॥**
**नपूर्यतेकोविपयैःसएवकिंदुःखमूळंममताभिधानः ॥ २१ ॥**

શિષ્ય—શત્રુથી મોટો શત્રુ કીયો ?
ગુરૂ—કાંમ, ક્રોધ, અસત્ય, લોભ, અને તૃષ્ણા, એ પાંચ.
શિષ્ય—કેવારે ન પુરાય તે શું ? ગુરૂ—વિષય.
શિષ્ય—દુઃખનું મુળ કીયું ? ગુરૂ—મમતા ભરાએલા તે.

**किंमंडनंसाक्षरतामुखस्यसत्यंचकिंभूतहितंसदैव ॥**
**त्यक्त्वासुखंकिंखिलमेवसम्यक्देयंपरंकिंत्वभयंसदैव ॥२२॥**

શિષ્ય—મુખની શોભા શી ? ગુરૂ—ઇશ્વર સબંધી બોલ તે.
શિષ્ય—સત્ય કીયું ? ગુરૂ—સર્વ ભુતનું હીત કરવું.
શિષ્ય—શું તજે સુખ થાય ? ગુરૂ—સ્ત્રી સર્વ પ્રકારે તજેથી.
શિષ્ય—આપવું શું ? ગુરૂ—અભયદાન.

**कस्यास्तिनाशेमनमोहिमोक्षःक्वसर्वथानास्तिभयंविमुक्तेः ॥**
**शल्यंपरंकिंनिजमूर्खतैवकेकेह्युपास्यागुरवश्चवृद्धा ॥ २३ ॥**

શિષ્ય—શું મુવે મોક્ષ થાય ? ગુરૂ—મન.
શિષ્ય—સર્વ ભય ક્યારે જાય ? ગુરૂ—મુક્તિનો સિદ્ધાંત થાય ત્યારે.
શિષ્ય—પરમ શલ્પ કીયું ? ગુરૂ—પોતાની મુર્ખતા તે.
શિષ્ય—કોની સેવા કરવી ? ગુરૂ—વૃદ્ધ ગુરૂની.

उपस्थितेप्राणहरेकृतांतेकिमाशुकार्यसुधियाप्रयत्नात् ॥
वाकायचित्तैःसुखदंयमघ्नंमुरारिपादांबुजमेवचित्यं ॥ २४ ॥

શિષ્ય—મરતી વખતે શું કરવું ?

ગુરૂ—મન, વાણી, કાયાથી ઇશ્વર સંભારવા.

केदस्यवःसंतिकुवासनाख्याःकःशोभतेयःसदसिप्रविद्यः ॥
शांतेवकायासुखदासुविद्याकिमेधतेदानवशात्सुविद्या ॥२५॥

શિ—સંતને ચોર કોણ ? ગુરૂ—કુવાસના.

શિ—સભામાં કોણ શોભે ? ગુ—જે બ્રહ્મવિદ્યાવાળો તે.

શિ—સાંન્તીનું સૂખ કોણ આપે ? ગુરૂ—શુવિદ્યા.

શિ—શું આપેથી વધે ? ગુરૂ—બ્રહ્મવિદ્યા.

कुतोहिभीतिःसततंविधेयालोकापवादाद्भवकाननाच्च ॥
कोवास्तिबंधुःपितरौचकौवाविपत्सहायःपरिपाळकौयौ ॥२६॥

શિ—સંતને શાથી બીહીવું ?

ગુરૂ—લોકની નીંદાથી તથા સંસારરૂપી વાડીનો રણે મોહલાગે તેથી.

શિ—ભાઈ તે કોણ ? તથા માતા પીતા તે કોણ ?

ગુરૂ—વિપત્તે સહાય કરે તે ભાઇ. અને પરિપાલ કરે તે માતા પિતા.

बुध्यानबुद्धंपरिशिष्यतेकिंशिवंप्रशातंसुखबोधरूपं ॥
ज्ञातेतुकस्मिन्विदितंजगत्स्यात्सर्वात्मकेब्रह्मणिपूर्णरूपे ॥

શિ—બુદ્ધિથી બોધ ન થાય એવી શી વસ્તુ છે ?

ગુરૂ—જે સચ્ચિદાનંદ રૂપ શિવ.

શિ—શું જાણ્યાથી સર્વ જગત જણાય ?

ગુરૂ—સર્વ આત્મક એવું જે પુર્ણ રૂપ એવું જે પરબ્રહ્મ તે જાણે સર્વ જાણ્યું.

किंदुर्लभंसद्गुरुरस्तिलोकेसत्संगतिब्रह्मविचारणाच ॥
त्यागोहिसर्वस्यनिजात्मबोधःकोदुर्जयःसर्वजनैर्मनोजः ॥२८॥

શિ—ત્રણ લોકમાં શું દુર્લભ ?
ગુરૂ—સદ્‌ગુરૂ, સત્સંગત અને બ્રહ્મ વિચાર.
શિ—સર્વનો ત્યાગ ક્યારે થાય ?
ગુરૂ—જ્યારે શિવ આત્મબોધ થાય ત્યારે.
શિ—સરવથી ન જીતાય તે શું ?
ગુરૂ—કામ ( વીષય ) ને જીતાતો નથી.

पशोःपशुःकोनकरोतिधर्ममप्राधितशास्त्रोधिनचात्मबोधः ॥
किंतद्विषंभातिसुधोपमंस्त्रीकेशत्रवोमित्रवदात्मजाद्याः ॥२९॥

શિ—પશુનો પશુ કોયો ?
ગુરૂ—વેદશાસ્ત્ર ભણ્યો પણ આત્મબોધ ન થાય તે.
શિ—અમૃત સરખુ લાગે છે પણ ઝેર છે તે શું ? ગુરૂ—સ્ત્રી.
શિ—શત્રૂ છે પણ મીત્ર સરખાં લાગે છે તે શું ?
ગુરૂ—પોતાનાં છોકરાં આદિ લઈને.

विद्युच्चलंकिंधनयौवनायुर्दानंपरंकिंचसुपात्रदत्तं ॥
कंठंगतैरप्यसुभिर्नकार्यंकिंत्राविधेयंमलिनंशिवार्चा ॥३०॥

શિ—વીજળીની પેઠે થાતું ને તરત મીટી જાય તે શું ?
ગુરૂ—ધન, જોબન, અને આયુષ.
શિ—મોટું દાન કીયું ? ગુરૂ—સુપાત્રને આપવું તે.

શિ—કંઠે પ્રાણ આવ્યો હોય તોય શું ન કરવું ?
ગુરૂ—ખોટું કામ.
શિ—કંઠે પ્રાણ આવ્યો હોય તો પણ શું કરવું ?
ગુરૂ—શિવ પુજા કરવી.

**किंकर्मयत्प्रितिकरंमुरारेःक्कास्थानकार्यासततंभवाब्धौ ॥**

**अहर्निशंकिंपरिचिंतनीयंसंसारमिथ्यात्वशिवात्मतत्वं ॥३१॥**

શિસ્ય—કર્મ તે કીયું? ગુરૂ—ભગવાન સાથે પ્રીતી થાય તે કર્મ.
શિસ્ય—નીરંતર આસ્થા કયાં ન કરવી? ગુરૂ—સંસારરૂપી સમુદ્રમાં.
શિસ્ય—રાત દિવસ શું ચીતવવું?
ગુરૂ—સંસારનું મિથ્યાપણુ તે, શિવાત્મા તત્વ.

**कंठंगतावाश्रवणंगतावाप्रश्नोत्तराख्यामणिरत्नमाळा ॥**

**तनोतुमोदंविदुषांप्रयत्नात्रमेशगौरीशपदौसुसेव्यो ॥ ३२ ॥**

આ ગ્રંથની ફળશ્રુતી જે કોઇ એ ગ્રંથ પાઠ કરે અથવા કોઇ સાંભળે અથવા કોઈ સંભળાવે, ને પ્રશ્નોત્તર વાખ્યાઓનું નામ એવી એ મણિરત્નમાળા છે તે આનંદને આપે ને હમેશ જે વીષ્ણુ ને ગૌરીશ જે શિવ તેના ચરણની શેવા કરવી એ સારૂં છે ॥૩૨॥

**॥ इतिश्रीतुलसीदासकृत मणिरत्नमाळासंपूर्णम् ॥**



# અથ ચરપટપંજરિકા લિખ્યતે.

શ્રીગણેશાયનમઃ ભજગોવિંદંભજગોવિંદંભજગોવિંદંમૂઢમતે ॥ પ્રાપ્તે-સન્નિહિતેમરણેનહિનહિરક્ષતિડુકૃયકરણે ॥ ૧ ॥ ॥ ભજગોવિંદં ॥ બાલ-સ્તાવત્ક્રિડાશક્તસ્તરૂણસ્તાવત્તરણીરક્તઃ ॥ વૃદ્ધસ્તાવચ્ચિંતામગ્નઃપરેબ્રહ્મણિ-કોપિનલગ્નઃ ॥ ૨ ॥ ભજગોવિંદં ॥ અંગંગલિતંમુંડંદશનવિહિનંજાતંતુંડ ॥ બાહ્યાતિગૃહિત્વાદંડંતદપિનમુંચત્યાશાપિંડં ॥ ૩ ॥ ભજગોવિંદં ॥ પુનરપિ-જનનંપુનરપિમરણંપુનરપિજનનીજઢરેશયનં ॥ ઇહસંસારેખલુદુસ્તારેકૃપયા-પારેપાહિમુરારે ॥ ૪ ॥ ભજગોવિંદં ॥ દિનમપિરજનીસાયંપ્રાતઃશિશિખ-સંતૌપુનરાયાતઃ ॥ કાલઃક્રીડતિગચ્છત્યાયુસ્તદપિનમુંચત્યાશાવાયુઃ ॥ ૫ ॥ ॥ ભજગોવિંદં ॥॥ જટિલોમુંડિતલુંચિતકેશઃકાષાયાંબરબહુધૃતવેષઃ ॥ પશ્ય-ન્નપિનચપશ્યતિલોકઉદયાનમિતંબહુકૃતશોકઃ ॥ ૬ ॥ ભજગોવિંદં ॥ વ-યસિગતેકઃ કામવિકારઃ શુષ્કેનિરેકઃકાસારઃ ॥ ક્ષીણેવિત્તેકઃપરિવારોજ્ઞા-તેતત્વેકઃ સંસારઃ ॥ ૭ ॥ ભજગોવિંદં ॥ અગ્રેવન્હિઃ પૃષ્ટેભા-નુરાત્રૌચુબુકસમર્પિતજાનુઃ ॥ કરતલભિક્ષાતરૂતલવાસસ્તદપિનમુંચત્યાશા-પાશં ॥ ૮ ॥ ભજગોવિંદ ॥ યાવદ્વિત્તોપાર્જનસક્તસ્તાવન્નિજપરિવારો રક્ત ॥ પશ્ચાજ્જર્જરિભૂતદેહેવાર્ત્તાંકોપિનપૃચ્છતિગેહે ॥ ૯ ॥ ભજગોવિં-દં ॥ રથ્યાકર્પટવિરચિતકંથાઃ પુણ્યાપુણ્યવિવર્જિતપંથાઃ ॥ નત્વંનાહંનાયં-લોકસ્તદપિકિમર્થંક્રિયતેશોકઃ ॥ ૧૦ ॥ ભજગોવિંદં નારીસ્તનભરજઘનનિ-વેશંદૃષ્ટ્વામાયામોહાવેશમ્ ॥ એતન્માંસવસાદિવિકારંમનસિવિચારયવારંવારં ॥ ૧૧ ભજગોવિંદં ॥ ગેયંગીતાનામસહસ્ત્રંધ્યેયંશ્રીપતિરૂપમજસ્ત્રંનેયંસ-જ્જનસંગેચિત્તંદેયંદિનજનાયચવિત્તં ॥ ૧૨ ॥ ભજગોવિંદં ॥ ભગવદ્ગી-તાકિંચિદધીતાગંગાજલલવકણિકાપિતા ॥ યેનાકારિમુરારેરર્ચાતસ્યયમઃ કિં-કુરુતેચર્ચાં ॥ ૧૩ ॥ ભજગોવિંદં ॥ કોહંકસ્ત્વંકુતઆયાતઃકામેજનનીકોમે

તાત ॥ ઈતિપરિભાવયસર્વાસારંસર્વેત્યક્ત્વાસમવિચારં ॥ ૧૪ ॥ ભજગો- વિંદં કાતેકાંતાકસ્તેપુત્રઃસંસારોયમતીવવિચિત્રઃ ॥ કસ્યત્વંકઃકુતઆયાતસ્ત ત્ત્વંચિંતયમનાવિશ્રાંતઃ ॥ ૧૫ ॥ ભજગોવિંદં ॥ સુરતટિનીતરૂમૂલનિવા સઃશય્યાભૂતલમજિનંવાસઃ ॥ સર્વપરિગ્રહભોગત્યાગઃકસ્યસુખંનકરોતિવિ- રાગ ॥ ૬ ॥ ભજગોવિંદં ॥

# અથ નર્મદાષ્ટક.

શ્રીગણેશાયનમઃ ॥ ॥ સબિંદુસિંધુસુસ્ખલત્તરંગભંગરંજિતં દ્વિષત્સુપાપજાતજાતકારિવારિસંયુતમ ॥ કૃતાંતદુતકાલભૂતભીતિહારિવર્મદે- ત્વદીયપાદપંકજંનમામિદેવિનર્મદે ॥ ૧ ॥ ત્વદંબુલીનદીનમીનદિવ્યસંપ્રદાયકં કલૌમલૌઘભારહારિસર્વતીર્થનાયકમ્ ॥ સુમચ્છકચ્છનક્રચક્રચક્રવાકશર્મદેત્વ દીયપાદ૦ ॥ ૨ ॥ મહાગભીરનીરપૂરપાપધૂતભૂતલંધ્વનત્સમસ્તપાતકારિ દારિતાપદાચલમ્ ॥ જગલ્લયેમહાભયેમૃકંડસૂનુહર્મ્યદેત્વદીયપાદ૦ ॥ ૩ ॥ ગતંતદૈવમેભયંત્વદંબુવીક્ષિતંયદામૃકંડસૂનુશૌનકાસુરારિસેવિસર્વદા ॥ પુનર્ભ- વાબ્ધિજન્મજંભવાબ્ધિદુઃખવર્મદેત્વદી૦ ॥ ૪ ॥ અલક્ષલક્ષકિન્નરામરા સુરારિપૂજિતંસુલક્ષનીરતીરધીરપક્ષિલક્ષકૂજિતમ્ ॥ વશિષ્ઠશિષ્ટપિપ્પલાદિ કર્દમાદિશર્મદેત્વદીયપા૦ ॥ ૫ ॥ સનત્કુમારનાચિકેતકશ્યપાત્રિષટ્પદૈર્ધૃતં સ્વકીયમાનસેષુનારદાદિષટ્પદૈઃ ॥ રવીંદુરંતિદેવદેવરાજકર્મશર્મદેત્વદીયપાદ ॥ ૬ ॥ લક્ષલક્ષલક્ષપાપલક્ષસારસાયુધંતતસ્તુજીવજંતુતંતુભુક્તિમુક્તિદાય- કમ્ ॥ વિરિંચિવિષ્ણુશંકરસ્વકીયધામવર્મદેત્વદીયપાદ૦ ॥ ૭ ॥ અહો મૃતંસ્વનંશ્રુતંમહેશકેશજાતટેકિરાતસૂતવાડવેષુપંડિતેશઠેનટે ॥ દુરંતપાપતાપ હારિસર્વજંતુશર્મદેત્વદીયપા૦ ॥ ૮ ॥ ઇદંતુનર્મદાષ્ટકંત્રિકાલમેવયેસદાપઠંતિ

તેનિરંતરંનયાંતિદુર્ગતિકદા ॥ સુલભ્યદેહદુર્લભંગહેસધામગૌણમ્ પુનર્ભવા-નરાનવૈવિલોકયંતિરૌરવમ્ ॥ ૯ ॥ ઇતિશ્રીમચ્છંકરાચાર્યપરિવ્રાજકાચાર્યવિ-રચિતમ્નર્મદાષ્ટકસ્તોત્રંસંપૂર્ણં ॥ ॥ શ્રીનર્મદાર્પણુગસ્તુ ॥

## અથકુંડળીયા.

બૈરી બંધુઆ બાંનીઆ જવારી ચોર લબાર, બ્યભીચારી રોગી રણી નગર નારી કૌંયાર, નગર નારી કૌયાર ભુલ પરતીત ન કીજૈ, સો સો સોંહે ન ખાયચીત્ત એકો નહી દીજૈં, કહે ગીરધર કવીરાય ઘરૈઆવૈં આનઘેરૈં, હીતકી કહૈં બનાય જાંનીયેં પુરો બૈરૈ. ૧ બીના બીચારે જો કરૈ સો પાછે પછીતાય કામ બીગારે આપનો જગમેં હોત હસાય, જગમેં હોત હસાય ચીત્તમેં ચૈન ન પાવૈં, ખાંન પાંન સન્માન રાગ રંગ મનહીન આવૈં, કહ૦ દુઃખ કછુ ટરત ન ટારૈં, ખટક તહે જીયમાંહીં કીગો જો બીન બીચારે. ૨ બનીયા બેશ્યા એકસે તામેં ફેર ન જાંન, રસહ રસ બતરા તહે ધન મન તનસોં આંન, ધન મન તનસો આંન બાત હીતહીંકી ભાંખે, નીર્ધની યયન પેહેચાંન ધરી એકો નહી રાખે. કહે૦ સુનોરે સબરે દુનીયાં, ગતલબહીંકે યાર હોત બેશ્યા આેર બનીઆ. ૩ પ્રીત જુ કીજે ચતુરસોં જીન્હેં પ્રીતકી લાજ, સો જોજન જલમેં રહે પથરી તજે ન આગ, પથરી તજે ન આગ ચતુરકી પ્રીત જુ એસી, ટુટે શો શો બાર ફેર જેસીકી તેસી. કહે૦ ચતુરસો કીજે કાજ, જો ટુટેગી પ્રીત બહુરી આવેગી લાજ. ૪ બીતી તાહી બીસાર દે આગેકી સુધી લે, જો બની આવૈં સહજમેં તાહીમેં ચીતદે, તાહીમેં ચીતદે બાત જોઇ બની આવૈં, દુર્જન હસે ન કોય ચીતમેં ખેદ ન પાવૈં. કહે૦ યહૈં કર ગનપર તીતી, આ-ગૈં કોં સુખ હોય સમુઝ બીતી સો બીતી. ૫

## સમાપ્ત.

# જાહેર ખબર.

આ પુસ્તક તથા બીજી દરેક જાતનાં પુસ્તકો તથા
મોઢ બ્રાહ્મણ તથા મોઢ વાણિયાનું ધર્મશાસ્ત્ર
બીજા દફતરમાં બહાર પડશે જેઓને
ગ્રાહક થવાની ગરજ હોય તે-
ઓએ નીચેને શીરનામે
લખી જણાવવું.

જવાડી. માધવજી પ્રેમજી.

ઠે. અમદાવાદ મધ્યે [illegible]પુરમાં વસતા [illegible] પોળમાં.